Chapter - 12



પં ૭ ૩.

# પ્રકરણ : ૧૨ :

## -: ભજનમાં " શબદ " :-

" શબદ વાણી એક સમજની વાત "

—સુધાંશુ.

સાહિત્યકાર શબ્દનો ઉપાસક છે. શબ્દને એ શોધે છે. કોઈ શબ્દ અહીં જન્મ-જન્માંતરોને પેલે પાર વસ્યો છે, એ આખા જીવનની સાધનાને અંતે પણ હાથતો નથી. આથી શબ્દનું શોધન એ સાહિત્યકારનો પ્રમુખ ધર્મ છે. અભિવ્યક્તિનો નિરતિશય આનંદ તો અનુભવાય છે શબ્દથી જ. આવા શબ્દની સાધના એ પ્રધાન કવિકર્મ છે. સાહિત્યનો મહાલોક શબ્દથી પામી શકાય છે. જે શબ્દ જીવનની સાથે નથી જડાતો એ સાહિત્ય સાથે તો કયાંથી સ્થિત થઈ શકે ? આમ શબ્દ એ જીવનરૂપાનો અધિવાસી છે, જન્માંતરોની પેલે પાર શબ્દનાં પરિમાણો છે એ જોવા માટે અંતરદૃષ્ટિ જોઈએ. શબ્દ તો ચિરકુંજનની ઝંકાર છે, એને ભાવનાની સ્પર્શાનુભૂતિથી છેડીને એની અનુભૂતિ પામવાની છે. કવિ આમ શબ્દઝંકારનો ભજવૈયો છે. મહાશૂન્યને લક્ષ્ય કરનાર ને એવા આલાપનું ગાન કરનાર શબ્દ એ ભજનસૃષ્ટિમાં "શબદ"[1] તરીકે ઓળખાય છે. ભજનિકો તો માને છે કે વાણીનો પાર શબદવેધથી પામી શકાય. આથી જ કાલિદાસે રઘુવંશને પ્રારંભે જગતનાં પિતરો પાર્વતીપરમેશ્વરને વાગર્થની ઉપમા આપી છે.

---

૧. શબદ અને વાણીનો જે વાચ્યાર્થ આપણે સામાન્ય અર્થમાં — સમજીએ છીએ તે અહીં ઉદ્દિષ્ટ નથી. ભજનભાષામાં તો શબ્દનો અર્થ " ઉચ્ચ ભાવ " એવો થાય છે. અલખ નિરંજન સ્વરૂપ આમ તો સામાન્ય વાણીથી પર છે. પરંતુ ભજન વાણી એ સ્વરૂપને છતું અને સાકાર કરે છે, આમ જે શબદ આત્મરૂપના રહસ્યને છતું કરે છે તે ભજનવાણીનો "શબદ" છે. — દેશળજી પરમાર, 'રામસાગર', પ્રસ્તાવના

વેદો ને ઉપનિષદોમાં તત્ત્વજ્ઞાનને કાવ્યનું સુંદર રૂપ મળ્યું છે. ભજનોમાં પણ તત્ત્વજ્ઞાનને કાવ્યનું રૂપ અપાયું છે. ભજન સાહિત્યમાં જીવનની અનુભૂતિને સંસારની ભઠ્ઠીમાં પકાવી છે ને એટલે ભજનનાં શબ્દમાં વાસ્તવનો રણકો સંભળાય છે. સાચા ભજનના શબ્દને જીવનની અનુભૂતિનો સ્પર્શ છે. આથીજ ભજનનો શબ્દ સંવેદનની મૂર્તિ બની ગયો છે. " અજર પ્યાલા કોઈ સંત પીવે " – રવિસાહેબ કહે છે એમાં તત્ત્વજ્ઞાનના અમર રસને જીવનમાં પચાવવાની વાત કરી છે. પછી સંત શબ્દ શોધવા જાય એ કેમ બને ? શબ્દ સ્વયં અનુભૂતિના રસમાં જામી જાય છે.

એમ કોઈવાર બને ~~કહેવાય~~ કે અનુભૂતિને વ્યક્ત કરતો યોગ્ય શબ્દ ભજનકર્તાને ન સાંપડ્યો હોય, ક્યારેક અનુભૂતિ શબ્દસ્થ થતાં યોગ્ય શબ્દના અભાવે ફિક્કી લાગે. છતાં જીવંત અનુભૂતિનો સ્પર્શ નબળા શબ્દને પણ એક વિશિષ્ટ બળ અર્પી જાય છે, જેથી કવિનું કથયિતવ્ય આપણું હૃદય પામી જાય છે.

ભજનમાં સાદો શબ્દ, સાદી અલંકાર-રીતિ કે કલ્પનની કચાશ હોય તો પણ સાચા હૃદયભાવથી પરિસ્પૃષ્ટ હોવાથી ભજન વાંચનારને સ્પર્શી રહે છે.

" રામના ભજન વિના રે, પાર ન પડીએ પ્રભુના સમરણ વિના..
બોલી બોલીમાં ઘણો ફેર છે, ભાઈ ફેર છે, – – – –
શુભારે સંપતમાં તું તો શું કરે લોભાણો રે, રામના ભજનનું તારે વેર છે.
સાધુ થયા ત્યારે શું રે થયું રે, પ્યાલા પ્યાલામાં ઘણો ફેર છે, રે ભાઈ ફેર છે,
છીપમાં ઉપજે એવાં સાચાં મોતીડાં, મોતીડે મોતીડે ઘણો ફેર છે, .. રામના..."

– રવિ સાહેબ

રવિસાહેબ શબ્દ, ભાષા ને વાક્યમાં હૃદયના સાચા રણકાથી રામનાં ભજન ગાવાનું કહે છે. સાચાં ને ખોટાં "મોતી", બોલી-શબ્દ અને "પ્યાલા" પારખી શકાય હૃદયથી. આ વસ્તુ એક સાદો

ભજનિક પણ સમજે છે. કાવ્યમીમાંસકોની વ્યંજના બુદ્ધિનો વ્યાપાર છે, ભજનિકનો "શબદ (શબ્દ રહસ્ય) હૃદયનો વ્યાપાર છે। ભજનિકને તો " હરિ રસ માંહી રે રસ રૂપ થઇ રહ્યો રે." –એવો અનુભવ ભજનની વાણી કરાવવાને સમર્થ છે.

કોઇ ભજનિકને પૂછીએ કે એમને ભજનના બધા શબ્દાર્થો સમજાય છે ? તો એ સત્વર કહેશે કે બધાજ શબ્દનો અર્થ તો એકજ, પ્રભુનો છે.

સમગ્ર વિશ્વ, એના સર્વ તત્ત્વોને તત્ત્વો બધા પ્રભુથી અનુપ્રાણિત છે એમ ~~ભાવ~~ અનુભવવું એ કેટલી અપરંપાર પ્રભુશ્રદ્ધાની દ્યોતક હકીકત છે! અણુ – પિંડમાં જો પ્રભુ વિલસે છે, તો એના જુજવાં રૂપમાં શબ્દ પણ સમાઇ જાય છે. ભજનના સર્વ શબ્દ, ભાવ, રસ, ધ્વનિ પ્રભુમય માણસને તો પ્રભુની અનુભૂતિના દ્યોતક લાગે છે !

શાસ્ત્રોમાં, વેદાંતગ્રંથોમાં શબ્દને પરમબ્રહ્મ કે બ્રહ્મ કહ્યો છે. અને પ્રભુ એ શબ્દની પાર છૂપાયેલો છે એમ જણાવ્યું છે.

" જ્યાં જોઉં ત્યાં હરિ ભરપૂર. અણુ છતાં રવિદાસ નિરંતર ગાય" શબ્દ ગુરૂસ્વરૂપ છે.

" જબસે શબ્દ કિયો ગુરુ સમરણ, મિટ ગયે સકલ વિકાર."

"જ્યોત ન લાગી જ્યોં લગ જાણે ગુરુ શબ્દકી બાત,
રોમ રોમ રંગ હોઇ રહ્યો રે, ૐકારકી સાથ
શબ્દમેં સુરતી રે મણી જ્યું નાગે મિલે......
જ્ઞાની તો તેને કહીએ રે...

પોથી પઢ પઢ પંડિત ભૂલે જેણે નહીં કુછ સાર
ચાર વેદ ઢુંઢે નહીં પાવે, ષટ દર્શનકે પાર..
અપાર દેશ ન્યારો રે કોઇ સંત વિરલા લહે જ્ઞાની તો."

– નિર્મળ.

આમ શબ્દને વેદ – ઉપનિષદોની વાણીથી પર કહ્યો છે. આવા શબ્દગુરૂને " આદિ – અનાદિ નામ ગુરુનું નિરખી લ્યો. નિર્ધાર" કહ્યો છે.

ભજનની દુનિયામાં શબ્દનો મહિમા અપાર છે. રામ નામનો શબ્દ તો ગુરુ પ્યાલામાં પિલાવે દે છે.

" રામ નામ પ્યાલા રે પિલાવે કોઈ ગુરુ સહી,
સચરાચર વ્યાપી રે દેખીતો કાંઈ ખાલી નહીં. ટેક
પિયા પિયાલા ભયા મતવાલા રોમ રોમ પ્રકાશ,
સોહં સોહં હોઈ ધ્યાન ધરત હે, સંત પુરૂષકી પાસ,
આનંદ ભયો મનમાં રે, દુર્મતી દૂર ગઈ.
જો કોઈ મિલે શબ્દ કે ભેદુ સો પાવે નિરધાર,
નિરાકારની ગુણ અવિનાશી, ઝલકત જોત અપાર
અપાર દેશ ન્યારા રે, નામ બિન કછું નહીં-રામનામ".

શબ્દની જ્યોતિ નિરાકાર છે, મનમાં એ આનંદસ્વરૂપે પ્રકટી છે. શબ્દના ગુણ અવિનાશી છે. બ્રહ્મનું રહસ્ય પામી શકાય તો શબ્દનો ભેદ ઉકેલી શકાય. આવો શબ્દ સચરાચરમાં વ્યાપ્ત છે. વેદ જેમ સ્વયંભૂ છે તેમ શબ્દ પણ સ્વયંભૂ છે :

" ચાર વેદ બ્રહ્મસે નિપજ્યા, તીન હું ન પાયા પાર,
ઉનસે જ્યાદા કોન પઢેગા નીકલ પડે જગ બહાર,
અકલ ગતિ તેની રે, નિર્મળદાસે કહી." - નિર્મળ.

આ શબ્દ ક્યાંથી આવ્યો ?

" સંતો ભાઈ ઉન ઘરકી કોઈ ખબર બતાવે, કહો શબ્દ ક્યાંસે આયા
સંતો ભાઈ બ્રહ્મા વિષ્ણુ મહેશ જ નોતા, આદ નાહોતી માયા,
અલખ પુરુષ કું જીભ્યા નહોતી, કહો એ ક્યાંસે આયા,
કહે કબીર" શબ્દ ધૂન લાગી, તેજ મેં તેજ મિલાયા"-કબીર

શબ્દ તો બ્રહ્માનંદનું દર્શન કરાવનાર 'સતગુરુ' છે :

"સતગુરુ-શબ્દે રે કાળ સોધીયું, પ્રગટ્યા પુરણ બ્રહ્માનંદ"-ગણપત

"આતો વાણી રે વેદની છે" — મારકંડ ઋષિ

કુંડલિની જાગ્રત થતાં નાદ-શક્તિનો અનુભવ થાય છે. આ નાદ અનાહત સ્વરૂપે બ્રહ્માંડમાં વ્યાપ્ત છે. સુષુમ્ણા-પથ હઠયોગથી ખુલી જતાં અનાહત ધ્વનિ સાંભળી શકાય છે. અનુભવી સિધ્ધોએ ધ્વનિને સાગર - ગર્જન, મેઘના ગડગડાટ, શંખનાદ જેવો કહીને અંતમાં બંસીનાદની સંવાદિતાનો સૂચક કહ્યો છે. આ નાદ સાત સ્વરમાં વિભક્ત છે ને પ્રણવરૂપે એ સાતનું સંમિલન પણ છે. આમ નાદ એ પ્રણવ કે ઓમ્કાર સ્વરૂપે વિલસે છે. એ નાદને શબ્દબ્રહ્મ પણ કહેવાય છે. સંતોએ અનાહત - નાદને સોહમ્ ધ્વનિ તરીકે સ્વીકાર્યો છે.

" નાદેં લીન બ્રહ્મા, નાદેં લીન નરહરિ
નાદેં લીન ઉમાપતિ, જોગ લ્યો ધરિ ધરિ,
નાદેં હી તો આછે બાબૂ, સબ કછૂ નિધાનાં,
નાદ હી થે પાઇયે પરમ નિરવાનાં."- ગોરખનાથ.

નાદ - શબ્દબ્રહ્મ જ પરમ નિર્વાણરૂપ છે. આ નાદરૂપ બ્રહ્મ હરિ, ઉમાપતિ યોગીઓને માનવ બધાં છે. તો આવા અક્ષરને પામવા માટે અંગો, ભૂતનાથનો શિષ્ય કહે છે.

"મરદાનો ભેદ મેદાનમાં, એને કોઇ રતિભાર ચાખે
એક રે અક્ષરનો અનુભવ કરી, એને રૂદિયામાં રાખે"

ઓમ્કારના પ્રણવમંત્રથી સાધક અભ્યંતર ગતિ પામે છે. "ઓમ્કાર માત્રં ચરાચરં જગત્" રટતાં રટતાં વિશ્વ રહસ્યોનું ઉદ્ઘાટન થાય છે, આશય એવો અમરપંથ લાધે છે :

" ઓમ્કાર આછે બાબૂ, મૂલ મંત્ર ધારા,
ઓમ્કાર વ્યાપીલે સકલ સંસારા,
ઓમ્કાર નાભી હદે દેવ ગુરુ સોઇ,
ઓમ્કાર સાધૈ બિના સિધિ ન હોઇ." - ગોરખનાથ.

લયયોગમાં ઓમ્કારની સાડા ત્રણ માત્રાનું સ્થાન હઠયોગની "સાર્ધત્રિવલ્લી"-સાડા ત્રણ વલયની કુંડલિની જેવું છે. ઓમ્કાર એ પ્રણવમંત્ર છે ને એને જ સૃષ્ટિનું આદ્યસ્થાન મૂળસ્થાન કહ્યું છે. આ – મહાનાદમાં અહંનું વિગલન થઇ જાય છે. બ્રહ્માંડની સર્વલીલા નાદરૂપ ઓમ્કારમાં લય પામે છે. આ ઓમકારમાં ત્રણ ભૌતિક ને અડધી દિવ્ય માત્રા રહેલી છે એ રીતે અ + ઉ+મ્ બનેલ છે. ત્રણ ભૌતિક તત્ત્વોમાં ૧ ત્રણ સૃષ્ટિ ૨. ત્રણ વાણી ૩. ત્રણ અવસ્થા સંનિહિત છે અને આ ઉપરાંત અડધી માત્રા પરમાત્મપદની સૂચક છે.

ત્રણ સૃષ્ટિમાં સ્થૂળ કે દૃશ્યમાન સૃષ્ટિ ઓમ્કારની અ માત્રા રૂપે વિલસે છે. વાણીથી પામી શકાતી ને એનાથી પર એવી સૂક્ષ્મ કે તેજરૂપે વિલસી રહેલી જ્યોતિ ઉ માત્રામાં અંતર્હિત છે. અને પ્રાજ્ઞસૃષ્ટિ કે જેને સમસ્ત કારણરૂપ કહી શકાય એવી સૃષ્ટિ મ માત્રામાં છે.

અ+ઉ+મ્ ને ત્રણ વાણી સ્વરૂપમાં જોઇએ તો અ એટલે વૈખરી વાણી, ઉ એટલે મધ્યમાં વાણી, અને મ એટલે પશ્યંતી વાણી. આ રીતે ઓમ્કાર વૈખરી વાણી, મધ્યમા વાણી, પશ્યંતી વાણી, પરાવાણી અને પરાવાણીથી પારનો શબ્દ બની જશે.

વૈખરીનું દ્વાર ઉચ્ચાર, મધ્યમાનું દ્વાર જલ્પના, પશ્યંતીનું દ્વાર કામના, પરાવાણીનું દ્વાર કલ્પના અને પરાવાણીથી પારના શબ્દનું દ્વાર ચૈતન્ય છે.

અખો આથીજ કહે છે :

"ભાઇ પરાપારથી શબ્દ ઊઠે, તે જુગતે જાડો થાય,
પરા છે પરમાત્મા તે, સ્વયં ચૈતન્ય ઘનરાય.
તે મનદ્વારાએ મહાતમ ધરે, તે મનને ઊઠે કલ્પના,
કલ્પનામાં કામના છે, તે કરે બહુ જલ્પના.
પરાતીત શું હોય પોષણ, તે શબ્દરૂપ પરા કરે.
તે પશ્યંતીએ થાય જાડો, અરૂપ ફીટી રૂપ ધરે.

"મધ્યમાએ ઘાટ ઘડાએ, ને વૈખરી થઈને વિચરે,
સંસ્કૃતિ વિદ્યા શબ્દ કરી, અનંત પ્રકારે ઓચરે.
અક્ષર બાવન અનંતરૂપે, વેદપુરાણ સ્મૃતિ લખે,
પંચ પંચને વિદ્યા અવિદ્યા, કાંઈ ન કોયે વાણી પખે."

— અખેગીતા — કડવું ૨૪.

પ્રણવ અથવા શબ્દબ્રહ્મથી પરબ્રહ્મનું જ્ઞાન કરવું એ પધ્ધતિને 'વર્ણ-ક્રમવાળી' અખો માને છે. આને એ સ્વસંવેદ્ય બોધજનક પ્રક્રિયા કહે છે.
" અખો કહે છે કે શબ્દ-બ્રહ્મના જ્યોતિર્જનક સામર્થ્યને શૂન્યવાદીઓ જાણતા નથી તેમ પૂર્ણ બ્રહ્મવાદીઓથી તેઓ જુદા પડે છે. શૂન્યવાદીનો અગ્નિ ધૂંધવાતા લાકડા જેવો છે, જ્યારે બ્રહ્મવાદીનો અગ્નિ શુધ્ધ જ્યોત જેવો છે.
બૌધ્ધ મતના શૂન્યવાદનો અને વેદાંત મતના બ્રહ્મવાદનો ભેદ કડવાં ૨૫ ૨૬–૨૭માં અખો બહુ સરલ ભાષામાં આપણને શીખવે છે :– "
અખાકૃત કાવ્યો – ભા: ૧. પૃ: ૪૦ સંપાદક નર્મદાશંકર દેવશંકર મહેતા

હવે ત્રણ અવસ્થા અંગે અ માત્રા જાગ્રતાવસ્થા, ઉ સ્વપ્નાવસ્થા ને મ સુષુપ્તાવસ્થા દર્શાવે છે. આ રીતે ત્રણ અવસ્થાનો ચોથો પદ કહીએ તો તુરીયાવસ્થામાં લય છે. આ રીતે બધું બ્રહ્મમાં વિલીન થતું ભજનિકો આનંદથી માણે છે.

"કથણી બકણી છૂટી ક્રિયા, કેનાં ગાયે ગીત ?
ઓળખનારો માંહી ખોવાણો આપે થયો અદ્વૈત
એવો પાલો ગળી પાણીને રે, હતું તેમ રહ્યું ઠરી" રવિસાબ
"પરાપશ્યંતી મધ્યમા વૈખરી, એમાં તિગની શક્તિ ખરી
બહાર આવે ઘોષ વેરાય, ઉત્તમ મધ્યમ શબ્દ ગાયા
જાય", — પંચીકરણ– અખો.

બ્રહ્મના ચૈતન્યનો આવિષ્કાર અર્થરૂપે ને શબ્દરૂપે ગતિમાન છે.[3] આ ગતિનો વાચક શબ્દબ્રહ્મ બને છે ને એનો વાચ્ય અર્થબ્રહ્મ બને

૩. અખાકૃત પંચીકરણને આધારે.

છે. શબ્દબ્રહ્મ પ્રાણી -સત્વોમાં બીજ રૂપે વિલસે છે એ રીતે બ્રહ્મચૈતન્ય બૃહદ બને છે. આમ શબ્દબ્રહ્મના વાચક અંશને વાક્ કે વાણી નામથી ઓળખવામાં આવે છે. વાણી કે શબ્દને ધ્વનિ કે નાદરૂપે સાંભળી શકાય છે. ધ્વનિ રૂપે વિલાસતો શબ્દ અર્થબોધ ન કરાવે ત્યાં સુધી એ શબ્દ માત્ર અવાજ ગણી શકાય. અર્થબોધ થતાં શબ્દ કે ધ્વનિ વાચકશબ્દ જેની ચાર અવસ્થા છે તે બને છે. આ ચાર અવસ્થામાં ૧. પરા વાણી જેમાં શબ્દ ( વાચક ) અને અર્થ (વાચ્ય ) એમ બને રૂપે છે. " તે વાણી ભાનવાળી દશાના ઉંબરાથી ઊંડી હોય છે.[૪] ૨. પશ્યંતી વાણી : શબ્દ અને અર્થ એવા બે દલમાં પ્રકટ થાય છે. એટલે જીવ વાચકશબ્દ અને વાચ્યાર્થને બુધ્ધિમાં સમજી શકે છે. " આ રીતે શબ્દ સાથે અર્થનું સ્ફુરણ થાય છે. ૩. મધ્યમાવાણી : પ્રાણાવેગથી મુખમાંના ઉચ્ચારસ્થા--નને અંદરથી ક્ષોભ આપે છે એટલે જીવ ઉચ્ચાર પામેલા શબ્દ વડે અર્થમય વિચારને સમજે છે. ૪. વૈખરી વાણી : આ વાણી વર્ણ, પદ અને વાક્યના રૂપમાં કંઠાદિ ઉચ્ચારસ્થાનો સાથે શ્વાસ અથડાતાં વૈખરી રૂપે જન્મે છે." આ વૈખરીવાણીમાં ઘોષ એટલે નાદ વેરાય છે અથવા ખરે છે.

" પરા પશ્યંતી મધ્યમાં વૈખરી, એમાં લિંગની શક્તિ ખરી,
કારણ વાસના લિંગને સ્થૂળ, એ ત્રણ સમે વાણીનું મૂળ.
પરાપારેથી ઊપજે કારણલિંગ, તે ઊપજંતા આવે તરંગ,
બાહેર આવે ઘોષ વેરાય, ઉત્તમ મધ્યમ શબ્દ બોલ્યા જાય-

– પંથી કરણ.

પ્રાણથી પ્રકટ થતી વૈખરી, મનથી જન્મતી મધ્યમા, બુધ્ધિથી સ્ફુરતી પશ્યંતી અને શબ્દાર્થના સંયોજનરૂપ નિર્ગુણ પરા વાણી, શરીર જીવતું હોય ત્યાંસુધી જીવ સાથે જોડાયેલી છે. પૃથ્વી, પાણી, વાયુ ને આકાશ — આ પાંચ તન્માત્રાના દ્રવ્યમાં અને અંત:કરણમાં ચાર વાણી પ્રકારોની ગતિ છે આથી જ લિંગશરીરની ખરી શક્તિ એ

૪. અખાકૃત કાવ્યો – પૃ. ૧૪૦

એ ચાર વાણી સ્વરૂપોમાં છે.

શરીરના ત્રણ લિંગમાં કારણ લિંગ સાથે પશ્યંતી, વાસના (સૂક્ષ્મ) લિંગ સાથે મધ્યમા અને સ્થૂલલિંગ સાથે વૈખરી વાણી સંકળાયેલી છે.

પરાવાણીની પારનું સ્વરૂપ શુધ્ધબ્રહ્મચૈતન્યનું જ્યોતિર્મયરૂપ છે. મહાકારણ શરીર સાથે સંકળાયેલ છે એનાથી કારણ લિંગ સંતોષાય છે. અને વિચારતરંગો આંદોલિત થાય છે. આ વિચારોના તરંગોનું સંવહન કરનાર નાદ અથવા ઘોષ છે. આનું પ્રકટીકરણ પદ કે વાક્યરૂપે વૈખરી વાણીમાં થાય છે. વૈખરીથીજ આપણે અન્યને આપણા ભાવો વ્યક્ત કરી શકીએ છીએ. આમ શબ્દબ્રહ્મનો વિસ્તાર થયો છે જે નાના જીવોથી માંડી પરમકોટિના જીવો સુધી વ્યાપી છે.

વાણીને આપણે દેવીસ્વરૂપા કહી છે. આપણાં શાસ્ત્રોએ વાણી દ્વારા ઉપાસના ધ્યાનમંત્રની કરી છે. એ ધ્યાનમંત્ર એટલે જ ઓમ્કાર એટલે --- वागेव ब्रह्मणश्चतुर्थः पादः सोऽग्निना ज्योतिषा भाति
च तपति च भाति च तपति च कीर्त्या यशसा
ब्रह्मवर्चसेन य एवं वेद। छांदोग्योपनिषद् 3.18.3.

" અંતઃકરણને પરમાત્મારૂપે ઓળખીને, એ મનરૂપ બ્રહ્મની ઉપાસના કરવાના જે ચાર અધ્યાત્મપાદ કહ્યાં છે, તેમાનું એક તે વાણી. મારે જે જે કહેવાનું છે, તે કહેનારી વાણી, મારા અંતઃકરણમાં સદૈવ પ્રજ્વલિત અગ્નિની જ્યોતિમાંથી સ્ફુરે છે, અને વચનરૂપે જગતમાં ગતિ કરીને પ્રસરે છે, એવા જ્ઞાનપૂર્વક જે કોઈ બ્રહ્મની ઉપાસના વાણી દ્વારા કરે છે તે કીર્તિ અને યશ વડે, બ્રહ્મતેજ વડે, પ્રકાશિત થાય છે. — પ્રતાપી પણ થાય છે "

— "માનસી "૧૯૩૫ ઓકટો. ડીસે. ડિ. ક. વૈદ્ય.

— કબીર એટલેજ "શબ્દ" વિશે વિચાર કરે છે :

" હેરી, ઘટકી ભીતર સાર શબ્દ હૈ, તાકા કરો વિચાર
ઘટકી ભીતર સબી સાર હૈ, માનો શબ્દ હમારા
હેરી, ગગન મંડલમેં ચડકે દેખો, મુરલીકા ભેદ હૈ ન્યારા,
ઝીણી ઝીણી મોરલી હોત સવાઈ, સબ હોત હૈ ઘડીયાલા,
હેરી ઘડી ઘડી ઘડી આતા સાધુ, દમકે એકવીસ હજારા",

" તાલ પખાજ ઔર ભેરી વાજે, હોત શબ્દકા ઝણકારા....
ત્રિકુટી સંગે મુનિજન નિરખે, હોત જ્યોતકા ચમકારા.--
હેરી, સાપણકું મારે અમીકું પીવે, ગુરુકા શબ્દ એકતારા
કહે કબીર સુણો ભાઈ સાધુ, ઉતરે ભવ જલકે પારા"—કબીર

"શબ્દ" ને પ્રભુનામ રટણના મંત્ર તરીકે પણ કબીર ઘટાવે છે.

" સદ્‌ગુરુએ શબ્દ દિયા, પણ શબ્દ નવ લિયા."

" હૈ જ્ઞાન ધ્યાનસે મારી, સતગુરુ જ્ઞાન ધ્યાનસે મારી
છૂરી ન મારી, કટારી ન મારી, શબ્દના મારણ ન્યારા'

" ઇ અક્ષર તું જુવસે ભૂલ્યો.... ....
ચાર ચાર જોજનની ઉપરે, વહીએ પૂરા રે પૂરા.
ગુરુ મળે તો જ્ઞાન બતાવે, અનહદ વાગે નૂરા"—કબીર

"વસ્તુ વિશે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઊઠે ધૂન્ય
એ ઓંકાર જાણો ત્રિવર્ગ, તત્ત્વ બધાં તેના ઉપસર્ગ—અખો.

ઓંકાર શબ્દ પરમેશ્વર સાથે ચિત્તને બાંધનાર સેતુ છે. આ એકાક્ષરને પ્રણવ તરીકે આસ્તિકો ઓળખે છે. પરા વિદ્યાનો એકાક્ષર મંત્ર પ્રણવ યોગીઓને મન ચિંતનનો વિષય પણ ગણી શકાય. अग्निमीळे- એ ઋગ્વેદના આરંભમંત્રમાં અકાર, યજુર્વેદના ऊर्जेत्वा માં ઉ કાર, ને સામવેદના समानम् वरम् ના અંતમાં મ કાર ધ્વનિને ઓમ્‌નું સ્વરૂપ અપાવામાં આવે છે. આ ઓમ્‌ને શબ્દબ્રહ્મ વેદસાર કહેવાય છે. પણ વેદાંત શબ્દબ્રહ્મની આ ઉદ્‌ભવ પ્રક્રિયા બાહ્ય માને છે. એની

અંતરપ્રક્રિયામાં " શબ્દબ્રહ્મ સર્વ પ્રાણીઓમાં પછી તે જેમ ગમે તે દેશ-કાળમાં હોય તેમને સમાન બોધક હોવો જોઈએ. તેથી તેઓ એક નૈસર્ગિક પ્રક્રિયા વડે પ્રણવનું સ્વરૂપ સમજાવે છે."[5]

" પરા પશ્યંતી મધ્યમા વૈખરી, પિંડ બ્રહ્માંડ વિષે ચારે ખરી,
સોહમ્ શબ્દ વિરાટને વિષે, એક સૂક્ષ્મ પિંડ માંહિ લેખે.
લેતા શ્વાસ થાયે સકાર, મૂકે શ્વાસ થાય હકાર,
સકાર – હકારનો હોયે લોપ ત્યાં ૐકાર રહે વણ ગોપ"–
–ધીંગી કરણ–ભણો.

" શ્વાસે શ્વાસે જપો જાપ અજંપા રે હાં. – મારકંડ ઋષિ

"તેદિ ચાંદો, સૂરજ હોતું નહિ, પણ પવન, પાણી આકાશ નાંહી,
તેદિ નિરંજન નિરાકાર હતા હાં.....
તેજ પિંજરથી માયા છે ન્યારી રે હાં...
ચઉદ બ્રહ્માંડ તો એમાં હતાં હાં....
શ્વાસોચ્છ્વાસથી બે વચન પેદા કર્યાં,
ત્યારે નિજીયા (ધર્મ) નું થાપન એણે કર્યું હાં....
શ્વાસ રૂપી તો માયા કહીને
ઉચ્છ્વાસે નિરાકાર છે........" માર્કંડ

એમ ન્યાયમાં તદ્રૂપ જીવસૃષ્ટિ જે શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા કરે છે તેમાં વાયુને ભીતર પૂરવાની ક્રિયાને ક્રિયાપૂરક ને વાયુને બહાર કાઢવાની ક્રિયાને ક્રિયારોચક કહેવામાં આવે છે. આમ થવામાં એક નૈસર્ગિક ધ્વનિ જન્મે છે તેને વૈખરી વાણીમાં હંસઃ કહે છે. આ ધ્વનિ સતત ચાલતાં જે શબ્દનો ધ્વનિ પ્રકટે તેનું વૈખરી વાણીનું રૂપ સોહમ્ બને છે. આ સોહમ્માંના વ્યંજનાન્ત ભાગને બાદ કરતાં શેષ સ્વરભાગ રહે છે તેને ઓમ્ તરીકે ઓળખવામાં આવે છે. ભણે એટલે જ કહે છે :

---

૫: ભણાકુલ કાવ્યો ભા. ૧.

" લેતાં શ્વાસ થાયે સકાર, મૂકે શ્વાસે થાયે હકાર,
સકાર - હકારનો હોયે લોપ, ત્યાં ઓંકાર રહે વણ ઓપ".

ભજનિકો ઓહમ્ સાથે પ્રાસમાં સોહમ્ શબ્દ વાપરે છે. એમાં અનુભૂતિની સ્વાભાવિક અભિવ્યક્તિ રૂપે સોહમ્ શબ્દ વપરાયો છે. માત્ર પ્રાસને ખાતર જ એ ગાયો નથી.

"નાદ ખંજરીને નોબત વાગે ઘોર થયા ધનુકારા, હો હો જી.
ઘેરી ઘેરી મોરલી વાગે ગગનમાં, સબદ સુણાય સુનકા."

-- દાસી જીવણ.

આ ઓમ્કારનો નાદ કે ધ્વનિ જીવાણુથી માંડી બ્રહ્માંડના વિરાટ - દેહમાં વ્યાપ્ત છે. શબ્દબ્રહ્મથી ઓમની પંચમાત્રા ૧. અકાર, ૨. ઉકાર ૩. મકાર, ૪. નાદ, ૫. બિંદુ.

આ પંચમાત્રા અ. ઉ. મ. ◡, ૦, એ રીતે સ્પષ્ટ છે. લિપિમાં અર્ધચંદ્ર ( ◡ ) ની માત્રાને નાદ કહે છે ને ટપકું ( ૦ ) ને બિંદુમાત્રા કહેવાય છે. જેને " શૂન્ય સ્વામિની " કહે છે તે મૂળ બ્રહ્મચૈતન્યની બિંદુમાત્રા વિષે ઉલ્લેખ કરવા માગે છે. " આ ઉપરથી પ્રણવના પાંચ અંગો મૂળ બ્રહ્મચૈતન્યમાંથી પ્રકટ થયાં છે અને તે વડે આ જગત વિકાસ પામે એવી ભાવના આ શાસ્ત્રમાં ગૂંથવામાં આવી છે. તેમાં અ, ઉ, મ - એ ત્રણ મર્ત્ય માત્રાઓ છે. અર્ધ-માત્રા મર્ત્યામર્ત્ય છે, અને બિંદુમાત્રા એ અમર્ત્ય છે, કારણ કે જ્યાં સુધી જીવ-ચૈતન્યમાં બલ હોય ત્યાં સુધી આ શબ્દબ્રહ્મ પ્રકટ થયા વિના રહેતોજ નથી."[૬]

પ્રણવ વડે જીવ - જગતનો અભેદ સાધવાનો પ્રયત્ન લયયોગમાં છે. એ રીતે જીવજગત ને ઈશ્વરનો અભેદ રચાતાં સાધક " શિવ શિવરૂપે સ્થિત " થાય છે એમ લયયોગની સાધનાનું મંતવ્ય છે.

" ગવર વાણી મુને આપજો... મત દેજો મારી માય બાવા,
સાચો રે ધણી પીર રામદે, અક્ષર ઓરે રો આલ બાવા-હરજી ભાટી

---

૬ સણાકુલ કાવ્યો ભા. ૧ પૃ: ૭૧-૭૨.

" શૂન્ય શિખર પર મેરે ગવણુ, શૂન્ય શિખર પર મેરા હોજ
શૂન્ય શિખર પર શહેર હમેરા, કોટ બન્યા જોગેરા."

" ત્રિકુટી મોલ પર જોત જલત હે, યહ દિશ ભયા ઉજેરા,
જોત પ્રકાશીને દરશન પાયા, મિટયા ચોરાશીકા ફેરા"—કબીર

" આ કાયામાં રતન અમુલખ.. વસ્તુ ભરેલ માંહે વણ તોલે.
સોહમ્ શબદકા, કરી લે ગુજરા.. મેરામ સતગુરુ [illegible] બોલે માંહે"
— રવિદાસ

"વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઊઠે ધૂન્ય."

બ્રહ્મતત્ત્વ અનુભવગમ્ય છે. એ તત્ત્વ સ્વભાવે શૂન્ય અને સ્પંદન કે ક્ષોભરહિત છે. એને શાસ્ત્રોએ બિંદુ જેવું તત્ત્વ ગણ્યું છે. અનાદિ ને અનંત સચ્ચિદ્ઘન તત્ત્વ જ્યાં ઘનીભાવને પામે, ત્યાં શૂન્યબિંદુ જાણે છે. પ્રણવની બિંદુ નામની માત્રા અનુરણન પછી શમી જતી કંઈક સમજાય છે. તેનું પરિભાષિક નામ શૂન્ય — ૦ — કે બિંદુ છે. "૭

નિસ્પંદ ને અક્ષોભ શૂન્ય અદ્ભુત જ્ઞાન, ક્રિયા ને ઈચ્છા શક્તિનું ગુપ્ત બળ ધરાવે છે. આ ગુપ્ત ને અવ્યક્ત બળ પ્રણવમાંની બિંદુમાત્રા રૂપે છે. આ બિંદુમાત્રા ખાલી નથી એટલે સદ્બ્રહ્મ, સદાશિવ એ નામે પણ ઓળખાય છે. " વીક્ષ્યમાનના શૂન્યથી પૃથક પડવા આ બિંદુને છાન્દોગ્યની " પારદેવતા " કહેવામાં આવે છે. અને એ વિશ્વનું સર્જન કરવાને ઉન્મુખ થાય છે. તેથી તેનું વર્ણન શક્તિ સહિત શિવ, એટલે સદાશિવ એ નામથી કરવામાં આવે છે." ૧

" જેમ પ્રત્યક્ષ ભૌતિક આકાશમાં સૂર્યચંદ્રાદિ ગોલકો બિંદુરૂપે તરે છે, રમે છે, અને તેમાં જ લયને પામે છે. તેમ આ અવ્યક્ત ભૂમિકાના ચિદાકાશમાં અથવા પ્રણવની કલામાં આ સચ્ચિદ્ઘન બિંદુ તરે છે, રમે છે અને શમે છે. આ કારણબિંદુ ભેદાતાં જે નાદકલા

૭ અખાકૃત કાવ્યો ૧ પૃ: ૭૭.

જાગે છે તેને અમો "શૂન્ય" એ નામ આપે છે. જગતનું કારણ બિંદુ જે સચ્ચિદ્ઘન છે તે ચિદાકાશમાં પ્રથમ ક્ષોભ ઉત્પન્નકરી, કારણભૂમિકા-માંથી (Potential) કાર્યભૂમિકામાં (Kenetic) પ્રકટ થાય છે. આ કાર્ય કરવાને ઉન્મુખ સચ્ચિદ્ઘન બિંદુને આગમની પરિભાષામાં ઈશ્વરતત્ત્વ કહે છે. તે સદાશિવની અપેક્ષાથી અપર છે તેથીતેને કાર્યબિંદુ કહે છે, અથવા અપરબ્રહ્મ કહે છે. તેનું બીજું નામ "શબ્દબ્રહ્મ" છે. અને લોકપ્રસિધ્ધ નામ ઓમ્કાર અથવા પ્રણવ છે. શબ્દબ્રહ્મ ઓમ્કાર-અર્થ બ્રહ્મ-ઈશ્વરતત્ત્વને જણાવે છે, તેથી પ્રણવ શબ્દ પરમેશ્વરનો સહજ વાચક શબ્દ છે. તે પરમેશ્વરનું સુંદર અને રહસ્યવાળું નામ છે. એ નામનો અભિધાનનો અર્થ ઉકેલવો તેનું નામ પ્રણવોત્કીલન છે." ૮

ભજનમાં ત્રિકુટી, ત્રિવર્ગ, ત્રિપુટી કે ત્રિવેણી જેવા શબ્દો અવારનવાર વપરાતા જોવા મળે છે. આનો અર્થ ઈડા, પિંગલા ને સુષુમ્ણા એવો પણ કહેવાય છે. કુંડલિની જાગ્રત થતાં જે અનાહત નાદ શ્રવણગોચર બને છે એમાં " પ્રણવની ધૂન્ય" રૂપે સધાતું નાદાનુસંધાન મહત્ત્વનું છે. આ નાદાનુસંધાનથી જે સૃષ્ટિ સર્જાય છે, તેને ત્રિવર્ગ કે ત્રિપુટી કહે છે. ત્રિવર્ગના તત્ત્વોને " ઉપસર્ગ " તરીકે ઓળખવામાં આવે છે.

" આ ત્રિવર્ગ અથવા ત્રિપુટીઓ પ્રણવની માત્રાથી સમજાતી મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે આગમ શાસ્ત્રમાં વર્ણવી છે —

| પ્રણવની વ્યસ્ત | વેદ | ભોગ્ય | ભોક્તૃ | અવસ્થા | ભોગ | ગુણ | દેવ | |
|---|---|---|---|---|---|---|---|---|
| ત્રણ માત્રા | ત્રિવર્ગ | ત્રિવર્ગ | ત્રિવર્ગ | ત્રિવર્ગ | ત્રિવર્ગ | ત્રિવર્ગ | ત્રિવર્ગ | ત્રિવર્ગ |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | |
| | | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| અ કાર | ઋગ્ | ભૂલોક | વિશ્વ | જાગ્રત | સ્થૂલ | સત્ત્વ | વિષ્ણુ | |
| ઉ કાર | યજુસ્ | ભુવર્લોક | તૈજસ | સ્વપ્ન | સૂક્ષ્મ | રજસ્ | બ્રહ્મા | |
| મ કાર | સામ | સ્વર્લોક | પ્રાજ્ઞ | સુષુપ્તિ | કારણ | તમસ્ | રુદ્ર | |

૮. અખાકૃત કાવ્યો ૧ પૃ:૭૮:

આ ત્રિવર્ગો અથવા ત્રિપુટીઓ પરસ્પર સંકલિત હોય છે, અને તેમાં સમસ્ત પ્રણવથી ચોથી (તુરીય) નાદમાત્રા અને પાંચમી (તુરીયાતીત) બિંદુમાત્રા ઈશ્વર પદ અને સદાશિવ પદને લગતી ગુંથા–યેલી હોય છે. પરંતુ ચોથા અને પાંચમાં પદના અનુભવો જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ રચી પચી રહેનાર જીવને સ્ફુટ થતા નથી એટલે તે અનુભવો નિમેષ કલામાં રહે છે. એટલે મીંચાયેલી આંખ વડે જેમ માત્ર ધાબું જ જણાય અથવા અંધારાનું પટલ જ જણાય તેમ અજ્ઞાન ભૂમિકામાં ઢંકાયેલા રહે છે." ૯

ભજનની ભાવસૃષ્ટિમાં શબ્દનું કેટલું મહત્ત્વ છે એની નોંધ દેશળજી પરમાર આ રીતે કરે છે :

".... ભજન એ પીંગળરીતિની માત્રામેળ કે અક્ષરમેળ કવિતા નથી, અને નથી શાસ્ત્રીય સંગીત. એ છે લોકજ્ઞાન – આત્મજ્ઞાન : જેમાં પ્રબળ સ્વરના લય અને લલકાર છે: જેમાં મેઘગર્જન જેવા આરોહ – અવરોહના ગડગડાટ અને પડકાટ છે : જેના હૃદયની વાણી નાભિમાંથી આકાર લઈ અતલ સ્વરઘોષોમાં રઝળતી, ઊંચે ચડતી ને ઊતરી પડતી, ગેબી શૂન્ય શિખરો પર વિદ્યુત પેરે ચમકતી ને ઝનઝનતી, અચાનક પાછી નાભિમાં અલોપ થાય છે....

..ભજનવાણીના સ્ફોટમાં એના લયવિલાસો રહ્યો છે. અને તેથી જેઓ ભજનને માત્ર આજની કવિતા પેઠે મનમાં કે મુખથી વાંચી જશે તેમને ભજનનું લોકોત્તર ભાવપ્રાકટ્ય કદાપિ પૂરેપૂરું થવાનું નથી: કેમ જે ભજનવાણી સાક્ષાત્ આત્મશ્રી છે." – રામસાગર પૃ: ૩૩.

" ઘટડામાં ચાંદો, ઘટડામાં સૂરજ ઘટડામાં નવલખ તારા રે
કાચી કોઠે ઘડેલી મોરી કાયા ! "

અથવા ——

" ગરવાનાં ચોવર ચારે રોમે રોમે રોપાણાં,

૯: આપાતુલ કાવ્યો – ૧ પૃ: ૭૯–૮૦

શિખરું રોપાવેલ મારે હીરા જો,
નવસો નવાણું નદીઉં અંગડે ઊલટિયું રે,
ગંગા જમના સરસ્વતી જો. "

અલૌકિક શબ્દદેહ એ તો ભજનનું વૈવિધ્યવંત અંગ છે." સદ્ગુરુ ચરણના પાલમ મોટા" ગાતાં મૂળદાસજી :

" જી રે સંતો, શબ્દ સુણો તો છૂટે જેના ઘટમાં,
તો એને આનંદ આઠ પોર ઘણો રે. "

— શબ્દને ઘટડામાં આનંદનો સંચાર કરનાર કહે છે.

"શબ્દને સંભારીને સંતો તમે ચાલજો રે
મહાજન મૂળદાસ કહે છે એમ રે
સુપનામાં સૂતાં રે જન તમે જાગજો રે.

"શબ્દ" ના વિવેકને કબીર ગાય છે :

" સુણો ગુરુજી, અગમકુંડ પર તપસી બેઠો,
તપસી તપસ્યા કરતા હૈ જી
પાંચકું માર પચીસ હટાકે, શબ્દ વિવેકી લેતા હૈ જી
સતકી રોટી સબમેં મોટી, ખા કર પેટ ભરતા હૈ,
ગંગા જમુનાકો ઠંડા પાની, ઉનમુની ધ્યાન ધરતા હૈ.
સૂરત નૂરતકી ઝોલી ડાલી, અલેખ અલેખ કરતા હૈ," —કબીર.

"ઘૂંઘટકા પટ ખોલ રે... તો કે પિયા મિલેંગે .. ટેક
ઘટઘટમેં વહ સાંઈ રમતા કટુક વચન મત બોલ રે.
ધન જોબનકા ગરવ ન કીજે, જૂઠા પચરંગ ચોલ રે,
સુને મહેલમેં દીપ ના બારી લે, આસન સો મત ડોલ રે,
જુગ જુગત સોં રંગ મહેલમેં પિય પાયો અનમોલ રે,
કહે "કબીર"આનંદ ભયો હૈ, બાજત અનહદ ઢોલ રે."

શબ્દના લાડલડામણ ભજનમાં ભાવાનુરૂપ મોટે ભાગે હોય છે. ઉપરાંત હિંદી ભાષાના શબ્દોને પણ ભજનમાં સ્વાભાવિક સ્થાન મળ્યું છે, એમાં ભજનની ભાવસૃષ્ટિ ગાઢ ને ગૂઢ બની છે. કબીર જેવાની વાણી ગુજરાતમાં હિંદી ગુજરાતીના સેળભેળથી ઘૂંટાતી ચાલી છે. ભજનની દુનિયામાં શબ્દના ઉક્તિની અનુભૂતિના કે ભાવની ચર્વિતચર્વણાના ભેદ નથી. આધ્યાત્મિક અનુભૂતિનું તેજ મોટાભાગે ભજનમાં માણવાનું છે.

"સોહાગણ નારી ચરણું પર લોટી, તબ સેવા પ્રીતમ પાયા" - કબીર

"પ્રેમનગરમેં રહની હમારી, ભલી બની આઇ સબૂરીમેં" - કબીર

"અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે,
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે" - નરસિંહ

"મારી કાયા રે, કાયા મારી બેડલી કડકવાને લાગી રે" - દાસજીવણ

"આ રે કાયામાં અમૂલખ ભરિયા, ખોજો ખોજનહારા" - વાલદાસ

"જાગત નગરીમાં કોઇ નહિ લૂંટે, જો મારેગા જમદૂતા" - દાસીજીવન

"આ મોરલો મરત લોકમાં આવ્યો છે,
આવું તે રૂપ ક્યાંથી લાવ્યો રે." - નારણદાસ.

"વાંસળી વાગી રે વનમાંય, મોરલી વાગી રે વનમાંય,
વાગે ગગનને તૂર, જ્યોતમેં બને અનુપ, નર પોઢયો નિરધ

તીન ભવન ઓંકાર, અધર તૂર શબ્દ સુણાયો,
સોહમ્ શબ્દ ઉપર, બ્રહ્માએ વેદ બનાયો,
વેદ કે ભેદમેં, જે સમજે તે સાચા સંત,
સુષુમ્ના નાભિકા નાદ વિવેકકા વધે વધારા
મીટ ગયા વિખવાદ, અંતરના ટળે અંધારા,
ભયો અજવાળો ઝળકો, વણ સંદેહ વણૂર,
રોમે રોમે રંગ લાગી રિયો, અપાસિમ વરસે નૂર" - મીઠોભગત.

" મારા હરિજન પીઓ રામરસ વાણી રે..હો..હો.જો." ભેરવનાથ

" અગરચંદની રાજા મઢડી બનાવું તે
રૂપાની સેજ તારી ઢરાવું જો" - ગોપીચંદ -

પ્રતીકોની રમણીય રૂપસૃષ્ટિ ભજનમાંના "શબ્દ"ની કસોટી છે. એની :ભાવવ્યંજના પણ દ્યુતિમંત છે.

"અગરચંદનની રાજા મઢડી બનાવું" એ રૂપક ત્યાગની પ્રેમમયી સુગંધને વાચા આપે છે. "નખશિખ વરસે નૂર " જેવા શબ્દપ્રયોગોમાં ચિંતનની રેખાઓ અંકિત થાય છે. "મોરલો મરત લોકમાં આવ્યો"એ આત્માનું પ્રતિરૂપ કેટલું બળકું છે ! "રામરસ વાણી" એ ભક્તિરસની અમૃતા બાની માટે કેવું વેધક શબ્દરૂપ છે ! આ રીતે ભાવછબિ, શબ્દગુચ્છ અને નિર્મિતિની એકરસ આકૃતિ ભજનના દેહમાંથી પ્રકટે છે. આમ ભજનનો શબ્દ અંતરગત આત્મનિવેદન બની રહે છે. શબ્દ પંચકોશ (અન્ન, પ્રાણ, મન, વિજ્ઞાન ને આનંદ ) માંના આનંદકોશ તરફ પ્રયાણ કરનાર યાત્રિક છે. મનોભૂમિકાનું સત્ય એટલે શબ્દ એ ભજનમાંના "શબ્દ" નું રહસ્ય છે. અદ્ભુત રસાયનકૃતિનો સંવાહક તો આ રીતે શબ્દ છે.

ભજનનો "શબ્દ" અનેક તત્ત્વોના સંદોહનરૂપ છે. આપણું ગુરુશિષ્ય પંચીકરણ આ કથનની સાક્ષીરૂપ છે.

"ભાઈ ભાઈ કહે હાલો, વચન પાળો, શબ્દ ગુરુજીના માનજો,
જાવું પ્યારા ધણીના દરબારમાં, ચોરી ચગારી મત ચાલજો."

"આગુના નર એવા હતા, નરે નર આરાધતા,
ગુરુ પરતાપે બોલ્યા ગંગારામ, આવન જાવન ફેરા ટાળજો-"
- ગંગારામ

"પવનનો થંભ થાપો, ઓહં સોહં સીડી માપો, મન ભુતડાને આપો
મનગજ મતવાલો.......ભક્તિ ભજન ભાલો રે." →ઋષિરાજ.

"જ્યાં લગી આત્માતત્ત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જુઠી
કહે નરસૈંયો કે તત્ત્વ દરશન વિના, રત્નચિંતામણિ જન્મ ખોયો"—નરસિંહ

"વારે વારે મનખો નહિ આવે રે, રે તમે ભજન સવાયા કરજો.
અવસર નહિ આવે રે... રે તમે ભજન સવાયાં કરજો" —ભોવાનીદાસ

" હવે તારી સૂરતાને, સમજાવ, હા...હા, મારી મરઘાનેણી
આંખીયુને વારો." — ભોવાનીદાસ.

" ચેતી શકો તો ચરહું ચેતજો રે.... હોજી
ઉતરા પંડથી સાચવો આવશે, હોજી ગઢ ઢેલડીએ મેલાણ રે."—
—સરવણ કાપડી.

"અસલ નરને તમે ઓળખજો, હેરી પોતાના સત ધરમને કાજ"
— સરવણ કાપડી

શબ્દ મારે ને શબ્દ જિવાડે ઘણી, શબ્દ સૂકાને કરે લીલા"—રાણીંગદાસ

આમ ભજનનું તત્ત્વજ્ઞાન "શબ્દ" ની સરાણે ચડે છે ને એમાંથી અનુભૂતિના તણખા જ્ઞાન કટારીની ધારમાંથી ઝરે છે.

## પ્રકરણ ૧૨નું પરિશિષ્ટ

ભજનસાહિત્યમાં વિપુલ ને લાક્ષણિક શબ્દભંડોળ છે. કથ્ય બોલી રૂપના અનેક પ્રયોગો એમાં સહજ રીતે વણાઇ ગયા હોઇ છે. ત્યાગ શબ્દશક્તિ ધરાવતા ભજનસાહિત્યને એથી કેટલીક વિશિષ્ટ લઢણો છે.

૧. ક્યારેક શબ્દારંભના ઇ કારનો લોપ થાય છે. ઉ.ત. "નિરણો" નું "નરણો"

૨. હકારનો લોપ : હેતનું હે. માહારનું માં ર. અહંકારનું (?) અંકાર

૩. સ્રુતિ: મતિનું મત્ય, મુક્તિનું મુકત્ય, મનનું મન્ય, "મનુ ભગવાન"માં મન્યુ ભગવાન, મુક્તિનું મુત્ય

૪: તત્સમ શબ્દોનું સ્વરભક્તિથી સરલીકરણ ઉ.ત. કર્મનું કરમ, ધર્મનું ધરમ

૫: શબ્દસ્વરૂપનો સંકોચ ઉ.ત. ક્રોધનું ક્રોધ કે ક્રોધ, સરોવરનું સોવર, તરૂવરનું તોવર, સ્વજનનું સજન, ઉધ્ધારણનું ઓધરણ, વિરહનું વ્રેહ, "પ્રહ્લાદનું" પ્રેલાદ"

૬: શબ્દ સ્વરૂપનો વિસ્તાર ઉ.ત. "વનિતાનું વ્યનતા વૈકુંઠનું વઇકુંઠ દ્રૌપદીનું દ્રુપદી, વૈષ્ણવનું વઇસ્નવ

૭: ષનો સ: અષાઢનું અસાડ "ક્ષ" નો "સ" ઉ.ત. શબદનું સબદ

૮: "ળ" નો "ર" ઉ.ત. દેવરે દેવરે ! દેવળે દેવળે! , ગોરા ! ગોળા! આંગરી ! આંગળી

૯: કેટલાક નોંધપાત્ર પ્રયોગો : વણથરી (વંથલી), ગોગન (ગગન), નકલંક (નિષ્કલંક), જળહળ (ઝળહળ), પરગાસ્યા (પ્રકાશ્યા), ઉજેસ (ઉજાશ), ક્રસના (કૃષ્ણા), તતવ (તત્વ), અકરતાર (અકર્તા), રિયા (રહ્યા), રે'ણી કે'ણી (રહેણી કરણી), અભેપદ (અભયપદ), મહાતમ કે માતમ (મહાત્મા), અનભે (અભય), કણુધી (કુબુદ્ધિ), વેરાગ (વૈરાગ્ય), નવનીધ (નવનીત), ભાંત (ભ્રાંતિ), સેહસ (સહસ), હરખ (હર્ષ), સંતોખ (સંતોષ), થીર (સ્થિર), દન (દિન), તખત (તખ્ત), વરમંડ કે બ્રમંડ (બ્રહ્માંડ).

૧૦: પ્રાસ મેળ માટે તો ક્યારેક શબ્દને લડાવવા માટે શબ્દને અંતે "આ" પ્રત્યય જોડવામાં આવે છે. ઉ.ત. આસમાના ( આસમાન), રામાનંદા ( રામાનંદ), આનંદા (આનંદ), કબીરા (કબીર), અરમાન ( અરમાન), અનુમાના (અનુમાન), રાયા (રાય), અપરંપારા ( અપરંપાર) ભવપારા (ભવપાર ), નામા (નામ), નૂરા ( નૂર), સુલતાના (સુલતાન), નિશાના (નિશાન ), અવતારા (અવતાર), ઝણકારા (ઝણકાર), રણકારા (રણકાર), નિરધારા (નિરધાર), ભંડારા ( ભંડાર), દેશા (દેશ), કલેશા (કલેશ), આવેશા ( આવેશ), મહેશા ( મહેશ).

૧૧: ભવિષ્યકાળનાં રૂપ : ઉ.ત. હોતો (હશોતો), લાગેશ (લાગીશ) દેખેશ ( દેખીશ), પ્રીછેશ ( પ્રીછીશ),

૧૨: હેત્વર્થ કૃદંત : ઉ: ત: જાણેવા (જાણવા), ઝૂલેવા (ઝુલવવા), ઉપજેવા ( ઉપજાવવા)

૧૩: વિધ્યર્થ રૂપ: દીજે (દઈએ), બોલીજે (બોલીએ), જાણીજે (જાણીએ)

નોંધ: હિંદી ભજન-પદ-સાહિત્યની ગાઢી અસર ભજનોમાં છે. એનાં અનેક કારણોમાં આ મુખ્ય છે. યાત્રાળુઓના સૌરાષ્ટ્ર-ગુજરાતમાં પરિભ્રમણ થતાં ઉત્તરવાસીઓની સંતવાણી ગુજરાતમાં આવી. એજ રીતે ગુજરાતના સંત-ભક્તો ઉત્તર-દક્ષિણમાં જતાં એની - શબ્દછાયા પણ એમનાં સ્વાનુભૂતિનાં ભજનોમાં પડી. હિંદી ભાષાના પ્રત્યયોનો બહોળો ઉપયોગ ગુજરાતી મધ્યકાલીન ભજનસાહિત્યમાં છે. બાઉલની ભજનભાષાનો બંગાળી લય ગુજરાતમાં છે:

" ના જાઇઓ, ના જાઇઓ, રાજા દૂર દેશાંતર,"
"ભૂલ્યો રે, ભૂલ્યો રે," રાજાનું બંગાળમાં
" બુઢઉ બુઢઉ , ગોપીચંદ રાજા, - - "

"ઉઠ તઉ સોનાના રાજા છત્ર ધરાણું."

ગોપીચંદના ભજનથી ઓળખાતું " સત રે ગોપીચંદ, પિયુ પરદેશ ન જાના જો" — આ ભજન વિશે શ્રી મકરંદ કહે છે :

" આ ભજન આપણે ત્યાં તો ખૂબ પ્રચલિત છે, પણ બંગાળની નાથ-ગીતિકામાં આને મળતું ઘણું છે. અને મારૂ ગુર્જર કે રાજસ્થાની ભજનમાં તે મૂળ સ્વરૂપે વહેતું આપણે ત્યાં આવ્યું લાગે છે. બંગાળીમાં આને મળતું એક નાથગીત છે." — આ પરથી ભજનવાણીએ પ્રાંતપ્રાંતની અમુક શબ્દાવલિ પોતાનામાં પચાવીને લોકહૈયામાં સ્થાન મેળવ્યું છે.

ગોરખનાથ, મછંદરનાથ, ભર્તૃહરિ, ગોપિચંદ, આ સૌરાષ્ટ્રના કે ગુજરાતના ભજનિકો નથી. છતાંય એમનાં ભજનો ગુજરાતના સંતોની સમૃધ્ધિ રૂપ બન્યાં છે. એમાંના ભાવ, ભાષા ને ચિંતન જોતાં તો આપણને એમ જ લાગે છે કે આ ભજનો ગુજરાતીમાં અનુવાદિત થઇને ગળામાં ગળાઇ ગળાઇને ઘૂંટાયાં છે. પરિણામે એક વસ્તુ નક્કી છે કે એમાંના કેટલાક બંગાળના, કેટલાક ઓરિસ્સાના, તો કેટલાંક હિમાલયની તળેટીની ભાષાઓના શબ્દો એના એજ રહ્યા હશે. આ માટે ચોક્કસ આધારભૂત માહિતી કે સામગ્રી મળે તો જ વધુ પ્રકાશ પાડી શકાય.

મરાઠી ને દક્ષિણની અન્યભાષાઓના કેટલાક શબ્દો પણ ભજનસાહિત્યની સંપત્તિ બનીને રહ્યા.

પ્રાસમાં ભજનકર્તાઓએ છૂટ લીધી છે. શબ્દો ભાવપ્રવાહમાં ઢસડાય છે ને થોડાક ઉઝરડાય પણ છે. પ્રાસ મેળવવા " હરિજન " સાથે " હુરીજન" વપરાય છે.

" મીલો તો અમને હરિજન મલજો હુરીજન રે'જો છેટા"—ગોરખ

શબ્દના સ્ત્રી - લિંગ, પું. -લિંગ ને નપું. લિંગનો ભેદ ભજન કવિતામાં ક્યારેક યથાયોગ્ય જળવાતો નથી લાગતો, આમાં પણ અન્ય ભાષાઓના શબ્દની અસર કારણભૂત હોઇ શકે.

" ચિંતામણિ" પુંલિંગ છે પણ "સ્ત્રીલિંગ " ગણવામાં આવે છે.

"ચિંતામણી રે, રે રે, સોહામણી,
મુખેથી વરણવી ન જાય."— જીવણદાસ.

શબ્દને અંતે ઉકાર મૂકવાનો પણ વધારે પડતો મોહ ભજનિકો સેવે છે. અહીં ઉકાર બહુવચનનો સૂચક છે.

સંગતનું સંગતું, "જોઇ જોઇ સંગતુને કીજો"

મીઠનું મીઠડા–મારે મોલે આજ તો તમે આવોને મીઠડા"
— દાસી જીવણ.

બેઠીનું બેઠીસુ – "જીવણને જડાએ બેઠીસું"

નેનનું નેનું – " રોમે રોમે રમી રિયા ઇ તો
જેમ નેનુંમાં આવે નેહ" – ગોરખ –

તાન મિલાવવા : રે જી, રે, જીરે રામ, જી રે સંતો, હે. હે. જો હો જી હો, ઓ.... રે.... જી...હાં...હાં..હાં..જી.

આવા શબ્દો *outrides* કે *hangers* તરીકે અંગ્રેજીમાં ઓળખાય છે. બંગાળના બાઉલોની વાણીના સંપાદક ક્ષિતિમોહનસેન આવા શબ્દો વિશે કહે છે કે " કવિતામાં પંક્તિની શરૂમાં કે અંતે આવા મુક્ત કે લટકણિયા શબ્દો બાઉલભજનોની વિશેષતા છે. જેમ કે – 'જેનો', 'એકિ', "આજિ" જેવા" આવા પ્રયોગો કવિવર રવીન્દ્રનાથ આદિ બંગાળી કવિઓમાંની કવિતામાં આબાદ થયા છે. ગુજરાતી ભજનસાહિત્યની અંદર આ લટકણિયાઓ લયની સર્વાંગસુંદર અભિવ્યક્તિનું આવશ્યક અંગભૂત તત્ત્વ છે. માંડણ–બંધારાના છપ્પાને ધીરાની કાફીમાં પણ આવા લટકણિયાં શબ્દો છે.

ભજન ગેય હોવાથી એની આગવી ઉચ્ચારશૈલી છે. એમાં શુધ્ધ ને અશુધ્ધ ઉચ્ચારના ભેદ શોધવા જઇએ તો ગણ્યા ગણી શકાય નહીં એટલા છે.